॥ શ્રી જીનેન્દ્રાય નમઃ ॥

# નીતિ બોધ.

[ શ્રી સામાયિક વ્રત સાથે ].



ગુંદીયાળાના દોશી વાડીલાલ ફુલચંદના

લઘુ બંધુ તારાચંદન. [illegible]ાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર

દોશી વાડીલાલ ફુલચંદ

ગુંદીયાળા (વાયા વઢવાણ).

કીંમત સદુપયોગ

## ઉપાધા ૧૨૦.

( જન શું ગુમાન રાખે—એ રાગ ).

ખોટી કરી ઉપાધી,
ઉંમર બધી જવાની,
કરણી ન શુભ કીધી,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૧

લઘુ વય જયાં તારી વીતી,
ત્યાંથી કરી અનીતિ;
સાચી તજી છે નીતિ,
લક્ષ્મી થશે રવાની ખોટી૦ ૨

અસત્યતા ચલાવી,
લક્ષ્મી ઘણી મીલાવી;
ઉંમર બધી જલાવી,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૩

પર દ્રવ્ય ચોરી લીધું,
બ્રહ્મચર્ય ત્યાગી દીધું;
અનર્થ કામ કીધું,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૧

પૂજ્ય [illegible]

# નીતિ બોધ.

[ શ્રી સામયિક પ્રત સહિત ].



ગુંદીયાળાના દોશી વાડીલાલ ફુલચંદના

લઘુ બન્ધુ તારાચંદના સ્મરણાર્થે.



છપાવી પ્રસિદ્ધ કરનાર :

દોશી વાડીલાલ ફુલચંદ

ગુંદીચાળા (વાયા વઢવાણ).



કીંમત સદુપયોગ.

આવૃત્તિ ૧ લી પ્રત ૫૦૦
સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

# સ્મરણાંજલી.

## સ્વર્ગસ્થ લઘુ બંધુ તારાચંદ !

જગતમાં કોઇના ઉપકારનો બદલો ન વાળી શકાતો હોય તો તે **ભાઇનો** છે. ભાઇનો પ્રેમ એ અકથનીય પ્રેમ છે. વ્હાલા બન્ધુ !

નિશાળમાં જેમ એકડો પહેલો શીખવવામાં આવે છે તેમ જૈનોમાં ધાર્મિક ક્રિયામાં આવશ્યક લેખાતી આ સામાયિક વ્રત સાથે '**નીતિ બોધ**' નામની ચોપડી ત્હારા સ્મરણાર્થે સદુપયોગ અર્થે છપાવી ત્હારા આત્માને શાંતિ વાંચ્છીએ છીએ.

લી. બંધુ,

**વાડીલાલ ફુલચંદ**

તથા **ચંદુલાલ ફુલચંદ**

અમૃત વિજય પ્રિ. પ્રેસ, માણેકચોક—અમદાવાદ.
વાડીલાલ કાકુભાઇ સંઘવીએ છાપ્યું.

## બે બોલ.

**સ્વર્ગસ્થ લઘુ બંધુ તારાચંદ!**

અવસાન અનિવાર્ય છે. મરણ એજ પ્રકૃતિ છે. જીવન એ તો વિકૃતિ છે. માટેજ અનેક મહા પુરૂષો કહે છે કે, વિકૃતિને વશ ન થતાં પ્રકૃતિમાં પ્રલય પામવા સારૂ જીવન સંબંધ તેલ અને પાણીના સંબંધ જેવો એટલે માયામાં ઓતપ્રોત છતાં માયાથી અલિપ્ત રહેવો જોઇએ. જીવન લાંબું હોય કે ટુંકું, પણ એ દરમ્યાન જેવી ભાવનાઓ મનને વિષે કેળવી હોય છે તેવીજ અંત સમયે યાદ આવે છે અને અંત સમયે જે ભાવને વિષે બુદ્ધિ સ્થિત હોય તેવા ભાવને આત્મા મરણ પછી પામે છે.

જે જાયું તે જાય, જે ખીલ્યું તે ખરશે,
ભરીયું તે ઠલવાય, ચડ્યું તે તો ઉતરશે;
લીલું તે સુકાય. નવું તે જુનું થાશે,
આવરદા વશ સર્વ, કાળ સહુકોને ખાશે.
જો કિન્નરજન ને રાક્ષસો, દેવ ગંધર્વ ને દાનવી.
મઘવાદિક મોતે મરે, તો કોણ માત્ર આ માનવી

**બંધુ!** દેહનો સંબંધ નાશવંત છે એવું

સમજાય તોજ ભ્રાતા તરીકે હું શાન્તિ જાળવી શકું નહી તો એકલોહીઓ તારો દેહ આમ નાની વયમાં અણખીલેલ પુષ્પની જેમ કરમાઇ જાય તે વસ્તુ મારાથી કેમ જોઇ શકાય !

બંધુ ! નાની વયમાં પિતાના વિયોગે દુઃખી થતા થતા માંડ માંડ કરી માતાની અગાધ મહેનતે પગભર થયાં, ત્યાં નાની વયમાંજ તેં સ્વર્ગ પ્રયાણ કર્યું.

તને રાત્રે તાવ આવ્યો છે જાણી સવારે દવા લેવા માટે કેમ્પમાં લઇ ગયો. એ દીવસની દવા લઇ ઘેર પાછા આવ્યા પણ તે દવાથી આરામ નહી થતો જોઇ ભ્રાતૃ હૃદય ક્યાં સુધી ધીરજ રાખી શકે ! તરત આરામ આવી જાય એમ ધારી તારી દવા કરાવવા માટે કેમ્પમાં લઇ ગયો. ત્યાં રહી એક માસ દવા કરાવી પણ દરદ વધતું ગયું અને છેવટે આશા છોડી ઘેર લાવ્યો. અંતે એક માસ ને ચાર દિવસની ટાઇફોઇડ તાવની માંદગી ભોગવી અષાડ સુદી સપ્તમીની રાત્રે સવા ત્રણ વાગે તેં દેહ ત્યાગ કર્યો.

વેપારના એવા કટોકટીભર્યાં સંજોગ અને માણસને પુરતું મેળવવાને માટે પણ મુશ્કેલી તેવા સંજોગમાં મને સુખી કરવા મારા મોજશોખ અને મારો આનંદ છુટથી પુરા કરવામાં તારી સહન-શીલતા, નમ્રતા અને હસમુખો સ્વભાવ હું કેમ વીસરી શકું ! મેં તારા તરફના આશ્વાસનની અનેક આશાઓ રાખેલ તે મારા મનમાંજ રહી ને અંતે વ્યવહાર ને વેપારની ધુંસરી મારા ઉપર મુકી મને ચિંતામય સ્થીતિમાં મુકયો. મનુષ્ય ધારે છે શું અને બને છે શું ! તારો વિયોગ મને અસહ્ય લાગશે જેથી મનની મનમાંજ રાખી અંત સમયે પ્રભુ સ્મરણની પવિત્ર ધુન સાથે તેં સ્વર્ગ પ્રયાણ કર્યું.

**બંધુ !** તારૂં નિત્ય સ્મરણ રહે જેથી આ **'નીતિબોધ'** પુસ્તક તનેજ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું અને પરમાત્મા તારા આત્માને શાંતિ અર્પે એવી ભાવના સહ વીરમું છું. લી.

**ગુંદીયાળા** } તારા આત્માની સદ્દગતિ ઇચ્છનાર
દશેરા, ૧૯૯૬ } બંધુ **વાડીલાલ ફુલચંદ દોશી**

**આ પુસ્તક ધર્મ સંબંધી છે માટે ઉઘાડે મોઢે તથા દીવાને અજવાળે વાંચવું નહીં.**

## સામાયિક કરવાની રીત.

પ્રથમ મુહપતિ પડીલેહણ કરી બાંધવી, પથરણું જોઇને પાથરવું, ગોચ્છો રજોહરણ પડીલેહણ કરી રાખવો. લઘુનીતનું ભાજન જોઇ રાખવું. પહેરવાનું કપડું હાથ પાંચનું રાખવું ને ઓઢવાનું કપડું હાથ સાડા પાંચનું રાખવું.

પ્રથમ નવકાર ભણી તિખુત્તો, ઇરિયાવહિ તથા તસ્સઉત્તરીનો પાઠ ભણી ઇરિયાવહિનો તથા એક નવકારનો કાઉસગ્ગ કરવો અને લોગસ્સ ભણી સામાયિકની આજ્ઞા માગવી, પછી સામાયિક આદરવાની વિધિ ભણી ઉપર ત્રણ નમોથ્થુણં ભણવા તેમજ સામાયિક પાળવામાં લોગસ્સ સુધીજ ઉપર પ્રમાણે બધા પાઠ ભણી પાળવાની વિધિ ભણી ઉપર ત્રણ નમોથ્થુણં ભણવા.

---

# શ્રી સામાયિક વ્રત.

## પાઠ ૧ લો. નવકાર મંત્ર.

[ સર્વ કાર્યમાં આદિ ઉચ્ચાર કરવા યોગ્ય તથા માંગલીક રૂપ જાણીને પ્રથમ કહેવાનો. ].

**નમો**—નમસ્કાર હોજો [શ્રી અરિહંત દેવને.

**અરિહંતાણં**—કર્મરૂપી શત્રુઓને હણનાર એવા

**નમો**—નમસ્કાર હોજો. [ ભગવાનને.

**સિદ્ધાણં**—સકળ કાર્ય સાધ્યા એવા શ્રી સિદ્ધ

**નમો**—નમસ્કાર હોજો. [આચાર્યજીને.

**આયરિયાણં**—છત્રીસ ગુણે કરી સહીત એવા શ્રી

**નમો**—નમસ્કાર હોજો.

**ઉવજ્ઝાયાણં**—શુદ્ધ સૂત્રાર્થ પોતે ભણે ને બીજાને ભણાવે એવા શ્રી ઉપાધ્યાયજીને.

**નમો**—નમસ્કાર હોજો.

**લોએ**—અઢી દ્વિપરૂપ લોકને વિષે.

**સવ્વસાહુણં**—સર્વ સાધુજીને; જે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના સાધનાર છે.

## પાઠ ૨ જો. તિખુત્તો અથવા વંદણા.

[ ત્રણ પ્રકારની વંદણા માંહેની જઘન્ય વંદણાનો. ]

**તિખ્ખુત્તો**—ત્રણ વાર.

**આયાહિણં**—બે હાથ જોડી જમણા કાનથી ડાબા કાન સુધી.

**પયાહિણં**—પ્રદક્ષિણા કરીને.

**વંદામિ**—વાંદું છું.

**નમંસ્સામિ**—(પાંચ અંગ નમાવી) નમસ્કાર કરૂં છું

**સક્કારેમિ**—સત્કાર દઉં છુ.

**સમાણેમિ**—સન્માન દઉં છું.

**કલ્લાણં**—હે સ્વામી ! તમે કલ્યાણકારી છો.

**મંગલં**—મંગળકારી છો.

**દેવયં**—ધર્મદેવ સમાન છો. [ સુખદાયક છો.

**ચેઇયં**—જ્ઞાન ગુણ સંપન્ન છો, છકાય જીવને

**પજ્જુવાસામિ**-[મન, વચન, કાયાએ] સેવા કરૂં છું

## પાઠ ૩ જો. ઇરિયાવહિનો.

[ રસ્તામાં જતા આવતા પાપ લાગ્યું હોય તેનું નિવર્તન કરવાનો ].

**ઇચ્છામિ**—ઇચ્છું છું.

**પડિક્કમિઉં**—પાપ કર્મથી નિવર્તવાને.

**ઇરિયા**—રસ્તામાં.

**વહિયાએ**—ચાલતી વખતે [ અજાણપણાથી ].

**વિરાહણાએ**—( કોઇપણ જીવની ) વિરાધના.

**ગમણાગમણે**—જતાં આવતાં. [ કરી હોય.

**પાણક્કમણે**—પ્રાણી (હરકોઇ જીવને) કચર્યાં હોય.

**બીયક્કમણે**—બીજ કચર્યાં હોય.

**હરિયક્કમણે**—લીલી વનસ્પતિ કચરી હોય.

**ઉસા**—ઝાકળ, ઠાર.

**ઉત્તિંગ**—કીડીયારા વિગેરે જીવનાં દર.

**પણગ**—પંચવર્ણી લીલફુલ.

**દગ**—કાચું પાણી.

**મટ્ટિ**—કાચી માટી.

**મક્કડા**—કરોળીઆના પડ.

**સંતાણા**—કરોળીઆની જાળ.

**સંક્રમણે**—એ સર્વને કચર્યાં હોય.

**જેમેજીવા**—આ તથા બીજા જે કોઇ જીવની મેં

**વિરાહિયા**—વિરાધના કરી હોય, દુઃખ દીધું હોય

**એગેંદિયા**—એક ઇંદ્રિવાળા જીવ પૃથ્વી પાણી વિગેરે

**બેઇંદિયા**—બે ઇંદ્રિવાળા જીવ, કીડા પોરા વિગેરે.

**તેઇંદિયા**—ત્રણ ઇંદ્રિવાળા જીવ, કીડી મંકોડા વિગેરે

**ચઉરિંદિયા**—ચાર ઇંદ્રિવાળા જીવ, માખી તીડ વિ.

**પંચેંદિયા**—પાંચ ઇંદ્રિવાળા જીવ, દેડકા વિગેરે.

**અભિહયા**—સામા આવતા હણ્યા હોય.

**વત્તિયા**—ધુળે કરી ઢાંકયા હોય.

**લેસીયા**—ભોંય કે ભીંત સાથે મસળ્યા હોય.

**સંઘાઇયા**—એક બીજા સાથે અથડાવ્યા હોય.

**સંઘટ્ટિયા**—થોડો સ્પર્શ કરી દુઃખ દીધું હોય.

**પરિયાવિયા**—સર્વ પ્રકારે પીડા ઉપજાવી હોય.

**કિલામિયા**—કિલામના ઉપજાવી હોય.

**ઉદ્દવિયા**—ત્રાસ પાડયો હોય.

**ઠાણા**—રહેવાના ઠેકાણેથી.

**ઠાણં**—બીજે ઠેકાણે.

**સંકામિયા**—મુકયા હોય.

**જીવિયાઓ**—જીવતર થકી.

**વવરોવિયા**—ચુકવ્યા હોય, નાશ કર્યો હોય.

**તસ્સ**—તે

**મિચ્છામિદુક્કડં**—ખોટું કીધું મારા જીવે, તે નિષ્ફળ થાઓ.

---

## પાઠ ૪ થો. તસ્સ ઉત્તરીનો.

[ વધારે પ્રાયશ્ચિત આલોવવાને કાઉસ્સગ્ગ કરતાં તેમાં આગાર જણાવવાનો ].

**તસ્સ**—તેને [ ઇરિયાવહિમાં દર્શાવેલ પાપને ].

**ઉત્તરીકરણેણં**—વિશેષ શુદ્ધ કરવા સારૂ.

**પાયછિત્તકરણેણં**—લાગેલા પાપનું છેદન કરવા.

**વિસોહીકરણેણં**—આત્માને વધારે નિર્મળ કરવા

**વિસ્સલ્લિકરણેણં**—કપટ, નિયાણું અને મિથ્યાત્વ એ ત્રણ શલ્ય રહિત કરવા.

**પાવાણં**—અઢાર પ્રકારના પાપ.

**કમ્માણં**—આઠ પ્રકારના અશુભ કર્મ (એ સર્વને)

**નિગ્ઘાયણં**—ટાળવાને.

ઠાએ—અર્થે.

ઠામિ—એક ઠામે રહીને કરૂં છું.

કાઉસ્સગ્ગં—કાયાને હલાવવી નહી તે. (પરંતુ

અનથ્થ—આટલી છુટ રાખું છું. [તેમાં).

ઉસ્સસિએણં—ઉંચો શ્વાસ લેવાથી. ૧

નિસ્સસિએણં—નીચો શ્વાસ મુકવાથી ૨

ખાસિએણં—ઉધરસ આવવાથી. ૩

છિએણં—છીંક આવવાથી. ૪

જંભાઇએણં—બગાસું આવવાથી. ૫

ઉડુએણં—ઓડકાર આવવાથી. ૬

વાયનિસગ્ગેણં—વાસરવાથી. ૭

ભમલિએ—ભમરી, ચકરી આવવાથી. ૮

પિત્ત મુચ્છાએ—પીત ચડતાં [ ઉલટી થવાને
લીધે ] મુર્છા આવવાથી. ૯

સુહુમેહિં—સુક્ષ્મ એટલે થોડુંક.

અંગ—શરીર.

સંચાલેહીં—હલવાથી. ૧૦

સુહુમેહિં—સુક્ષ્મ એટલે થોડુંક.

**ખેલસંચાલેહિં**—બળખા વિગેરે આવવાથી. હલ-
**સુહુમેહિં**— સુક્ષ્મ-થોડું. [વાથી. ૧૧
**દિઠિસંચાલેહિં**—આંખની નજર ( સ્થિર રાખતાં છતાં ) હલવાથી ૧૨
**એવમાઇએહિં**-એ આદિ મનમાં ધાર્યા હોય તે ૧૩
**આગારેહિં**—આગાર એટલે છુટથી.
**અભગ્ગો**—ભાંગે નહિ.
**અવિરાહિઓ**—હાની પહોંચે નહી.
**હુજ્જમેકાઉસ્સગ્ગો**—મારો કાઉસગ્ગ હોજો.
**જાવ**—જ્યાં સુધી
**અરિહંતાણં**—શ્રી અરિહંત દેવને.
**ભગવંતાણં**—શ્રી ભગવંતજીને.
**નમોક્કારેણં**—નમસ્કાર કરૂં.
**નપારેમિ**—ધ્યાન મુકુ નહી, પારૂં નહી.
**તાવ**—ત્યાંસુધી.
**કાયં**—મારી કાયાને.
**ઠાણેણં**—એક ઠેકાણે સ્થિર રાખીને.
**મોણેણં**—મૌનપણે એટલે અબોલ રહીને.

**ઝાણેણં**—ધર્મધ્યાને કરીને, એકાગ્ર ચિત્તે.
**અપ્પાણં**-મારી કાયા તે સાવદ્ય જોગરૂપ આત્માને
**વોસિરામિ**--હું તજું છું.
(આ ઠેકાણે ઈરિયાવહીનો કાઉસ્સગ્ગ કરવો અને
નમો અરિહંતાણું કહીને કાઉસ્સગ્ગ પાળવો ).

---

## પાઠ ૫ મો. લોગસ્સ

( આત્માને શુદ્ધ કરવા માટે ચોવીસ તીર્થંકર દેવની
સ્તુતી કરવાનો અથવા ચઉવીસંથાનો ).

**લોગસ્સ**—લોકને વિષે.
**ઉજ્જોયગરે**—ઉદ્યોત-પ્રકાશના કરનાર.
**ધમ્મ**—ધર્મ (તથા)
**તિત્થયરે**—તીર્થના સ્થાપનાર.
**જિણે**—રાગ દ્વેષ જીતનાર.
**અરિહંતે**—કર્મરૂપી શત્રુને હણનાર શ્રી અરિહંત
**કિત્તઈસ્સં**—કીર્તિ કરૂં છું સ્તુતિ કરૂં છું. [દેવની

**ચઉવિસંપિ**—ચોવીસ તીર્થંકર તથા તે સિવાય બીજા પણ.
**કેવલી**—કેવળજ્ઞાની.
**ઉસભ**—શ્રી ઋષભદેવ સ્વામી ૧
**મજિયંચવંદે**-શ્રી અજીતનાથ સ્વામીને વાંદું છું. ૨
**સંભવ**—શ્રી સંભવનાથ સ્વામી. ૩
**મભિનંદણંચ**—શ્રી અભિનંદન સ્વામી ૪ વળી
**સુમઈંચ**—શ્રી સુમતિનાથ સ્વામી. ૫
**પઉમપ્પહં**—શ્રી પદ્મપ્રભુ સ્વામી. ૬
**સુપાસં**—શ્રી સુપાર્શ્વનાથ સ્વામી. ૭
**જિણંચ**—રાગ દ્વેષના જીતનાર. વળી
**ચંદપ્પહંવંદે**—શ્રી ચંદ્રપ્રભુ સ્વામીને વાંદું છું ૮
**સુવિહિંચપુપ્ફદંત**—શ્રી સુવિધિનાથ સ્વામી. [બીજું નામ પુષ્પદંત સ્વામી]. ૯
**સિયલ**—શ્રી શીતલનાથ સ્વામી. ૧૦
**સિજ્જંસ**—શ્રી શ્રેયાંસનાથ સ્વામી ૧૧
**વાસુપુજ્જંચ**—શ્રી વાસુપુજ્ય સ્વામી ૧૨
**વિમળ**—શ્રી વિમળનાથ સ્વામી. ૧૩
**મણંતંચ**- શ્રી અનંતનાથ સ્વામી ૧૪ વળી

**જિણં**—રાગદ્વેષના જીતનાર.
**ધમ્મં**--શ્રી ધર્મનાથ સ્વામી. ૧૫
**સંતિંચ વંદામિ**—શ્રી શાંતિનાથ સ્વામીને વાંદું છું.
**કુંથુ**—શ્રી કુંથુનાથ સ્વામી. ૧૭ વળી [૧૬
**અરંચ**—અરનાથ સ્વામી. ૧૮
**મલ્લિ**—શ્રી મલ્લીનાથ સ્વામી. ૧૯
**વંદે**—વાંદું છું.
**મુણીસુવ્વયં**—શ્રી મુનીસુવ્રત સ્વામી. ૨૦
**નમીજિણંચ**—શ્રી નમીનાથ સ્વામી રાગ દ્વેષના
**વંદામિ**—વાંદું છું. [જીતનાર ૨૧. વળી
**રિઠ્ઠનેમિ**-શ્રી અરિષ્ટનેમી, નેમનાથ સ્વામી. ૨૨
**પાસંતહ**—શ્રી પાર્શ્વનાથ સ્વામી. ૨૩
**વધ્ધમાણંચ**-શ્રી વર્ધમાન (મહાવીર) સ્વામી ૨૪.
**એવંમએ**—એ પ્રકારે મેં.
**અભિથુયા**—નામે કરી સ્તુતી કરી, તે ચોવીસ
**વિહુય**—ટાળ્યા છે. (તીર્થંકર કેવા છે ?
**રયમલા**—કર્મરૂપી રજ મેલ.
**પહીણજરમરણા**-જરા, મરણના દુઃખ ટાળ્યા છે.

**ચઉવીસંપિ**— ચોવીશે તીર્થંકર તથા બીજા પણ.
**જિણવરા**—જીનવર દેવ, સામાન્ય કેવળજ્ઞાની.
**તિથ્થયરામે**—તીર્થંકર દેવ, મને.
**પસીયંતુ**—પ્રસન્ન થાઓ.
**કિત્તિય**—શુભ વચન યોગે કીર્તિ-સ્તુતિ કરૂં છું.
**વંદિય**—શુભ કાર્ય યોગે વંદણા કરૂં છું-વાંદું છું.
**મહિયા**—શુભ ધ્યાન યોગે કરી પુજ્યા.
**જેએલોગસ્સ**—જે લોકને વિષે. [ભગવંતજી.
**ઉત્તમાસિદ્ધા**—ઉત્તમ સિદ્ધ પદ પામ્યા, તે સિદ્ધ
**આરૂગ્ગં**—સર્વ રોગ રહિત જે મોક્ષ તેને અર્થે.
**બોહિલાભં**—સમકિત બોધની પ્રાપ્તિ અને
**સમાહિવર**—શુધ્ધ ભાવ સમાધિ એ બે વાના
પ્રધાન મુખ્ય તેમજ—
**મુત્તમં દિંતુ**—ઉત્કૃષ્ટ તે મને આપો.
**ચંદેસુ**—ચંદ્રમાંથી અધિક.
**નિમ્મલયરા**—નિર્મળ છો.
**આઇચ્ચેસુ અહિયં પયાસયરા**—સૂર્ય થકી
અધિક પ્રકાશ કરનાર છો.

**સાગર વર**—સમુદ્ર મોટો તેની પેરે.

**ગંભીરા**—ગંભીર છો.

**સિધ્ધા**—એવા હે સિદ્ધ ભગવાન !

**સિધ્ધિ**—મુક્તિ પદ.

**મમં દિસંતુ**—મને આપો.

લોગસ્સ કહ્યા પછી પાંચ અંગ નમાવી તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી ઉઠ-બેસની વંદણા કરવી અને શ્રી ગુરૂ આદિક પાસે સામાયિકની આજ્ઞા માગવી અને ગુરૂ ન હોય તો પૂર્વ તથા ઉત્તર દિશા સન્મુખ ઉભા રહીને શ્રી સિમંધર સ્વામીની આજ્ઞા માગવી.

---

## પાઠ ૬ ઠો. સામાયિક આદરવાની વિધિનો.

[ નવા આવતા સર્વ પાપને રૂંધન કરવાનો. ].

**દ્રવ્ય થકી**—( સમતા થકી ઉત્તમ વસ્તુનો સ્વભાવ ગ્રહણ કરવા બાદ ) કાયાએ.

**સાવજ્જ જોગ**—પાપ કર્મ.

**સેવવાના**—કરવાના.

**પચ્ચખ્ખાણ**—બંધી કરું છું.

**ક્ષેત્ર થકી**—જમીનથી.

**આખા લોક પ્રમાણે**—સર્વ લોક પ્રમાણે.

**કાળ થકી**—તેનો વખત.

**બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાં સુધી**-બે ઘડી ઉપરાંત સ્થિરભાવે રહું ત્યાં સુધી.

**ભાવ થકી**—મારા શુદ્ધ અંતઃકરણે કરી.

**૭ કોટીએ**—૭ પ્રકારે.

**પચ્ચખ્ખાણ**—બંધી કરું છું.

**કરેમિભંતે**—કરું છું હે પૂજ્ય !

**સામાઇયં**—સમતારૂપ સામાયિક. [તેમાં]

**સાવજ્જં**—પાપના.

**જોગં**—વ્યાપાર એટલે કામની.

**પચ્ચખ્ખામિ**—બંધી કરું છું.

**જાવ**—જ્યાં સુધી.

**નિયમ**—મર્યાદા કરી છે ત્યાં સુધી.

**પજ્જુવાસામિ**—સેવા ભક્તિ કરું છું.

**દુવિહં**—બે કરણે.
**તિવિહેણં**—ત્રણ જોગે.
**નકરેમિ**—હું પોતે પાપ કરૂં નહી.
**નકારવેમિ**—બીજા પાસે પાપ કરાવું નહી.
**મણસા**—મનની કલ્પના કરીને.
**વયસા**—વચન બોલીને.
**કાયસા**—કાયા પ્રવર્તાવીને.
**તસ્સભંતે**—તે સર્વ પાપરૂપ વ્યાપારને હે પુજ્ય!
**પડિક્કમામિ**—તજું છું. [નિંદુ છું.
**નિંદામિ**—( તેવા પાપના કૃત્યને ) ધિક્કારૂં છું.
**ગરિહામિ**—ગુરૂની સાક્ષીથી ગ્રહણ કરૂં છું.
**અપ્પાણં**—અશુભ જોગમાં જતા મારા આત્માને.
**વોસિરામિ**—તજું છું.

---

## પાઠ ૭ મો. નમોત્થુણં.

પહેલું નમોત્થુણં શ્રી સિદ્ધ ભગવંતજીને કરવાનું.

**નમોત્થુણં**—નમસ્કાર હોજો.

**અરિહંતાણં**—શ્રી અરિહંત દેવને. [કેવા છે.

**ભગવંતાણં**—શ્રી સિદ્ધ ભગવંતજીને, તે ભગવંત

**આઇગરાણં**—ધર્મની આદિના કરનાર છે.

**તિત્થયરાણં**—ચાર તીર્થના સ્થાપનાર છે.

**સયંસંબુદ્ધાણં**—પોતાની મેળે બુઝ્યા. (ઉપદેશ

**પુરિસોત્તમાણં**—પુરૂષ માંહે ઉત્તમ. [વિના).

**પુરિસસિહાણં**—પુરૂષ માંહે સિંહ સમાન

**પુરિસવરપુંડરિયાણં**—પુરૂષમાં ઉજ્જવળ પુંડ-
રિક કમળ સમાન

**પુરિસવરગંધહત્થીણં**—પુરૂષ માંહે પ્રધાન
ગંધ હસ્તી સમાન.

**લોગુત્તમાણં**—લોક માંહે ઉત્તમ.

**લોગનાહાણં**—લોકના નાથ.

**લોગહિયાણં**—લોકના હિતકારી.

**લોગપઇવાણં**—લોકને વિષે દીપક સમાન.

**લોગપજ્જોયગરાણં**-લોકમાં ઉદ્યોતના કરનાર.

**અભયદયાણં**—અભય દાનના દેનાર.

**ચખ્ખુદયાણં**—જ્ઞાનરૂપ ચક્ષુના દેનાર. [વનાર.
**મગ્ગદયાણં**-(ભુલ્યા ભવીને) મોક્ષ માર્ગના બતા-
**સરણદયાણં** (ત્રિવિધ તાપનો ડર રાખે તેને) શર-
**જીવદયાણં**-સંજમરૂપ જીવતરના દેનાર [ણુના દેનાર
**બોહિદયાણં**—સમકિતરૂપ બોધના દેનાર.
**ધમ્મદયાણં**—ધર્મના દાતાર.
**ધમ્મદેસિયાણં**—ધર્મનો ઉપદેશ દેનાર.
**ધમ્મનાયગાણં**—ધર્મના નાયક.
**ધમ્મસારહિણં**—ધર્મરૂપ રથના સારથી.
**ધમ્મવરચાઉરંત**-ધર્મને વિષે ચાર ગતિનો અંત
**ચક્કવટ્ટિણં**—ચક્રવર્તિ સમાન. [કરવા માટે.
**દીવો—**સંસારરૂપ સમુદ્રમાં બેટ સમાન.
**તાણં**—દુઃખના નિવારણ કરનાર.
**શરણ**—આધાર.
**ગઈ**—ચાર ગતિમાં. [આધારભુત).
**પઈઠા**—પડતા જીવને (સંસારમાં ધસી પડતા જીવને
**અપડિહયવરનાણં**-કોઈ પદાર્થથી અટકે નહી
એવા પ્રધાન જ્ઞાન તથા

દંસણધરાણં—દર્શનના ધરનાર.

વિયટ્ટછઉમાણં—છદ્મસ્થપણું ગયું છે.

જિણાણં—રાગ દ્વેષને જીતનાર.

જાવિયાણં—બીજાને જીતાવનાર.

તિન્નાણં—ભવરૂપ સંસાર સમુદ્રના તરનાર.

તારયાણં—બીજાને તારનાર.

બુદ્ધાણં—પોતે તત્વજ્ઞાનના જાણનાર.

બોહિયાણં—બીજાને તત્વજ્ઞાન સમજાવનાર.

મુત્તાણં—પોતે મુકાણા ( બાહાર તથા અંતરના

મોયગાણં--બીજાને મુકત કરનાર. [બંધનથી).

સવ્વન્નુણં--સર્વ જ્ઞાની.

સવ્વદરિસિણં--સર્વ પદાર્થના દેખનાર.

સિવ—ઉપદ્રવ રહિત.

મયલ—અચળ.

મરૂય—રોગ રહિત.

મણંત—મરણ રહિત.

મખય—ક્ષય રહિત.

મવ્વાબાહ—બાધા પીડા રહિત.

**મપુણરાવત્તિ**—ફરી અવતરવું નથી એવી.
**સિદ્ધિ ગઇ**—સિદ્ધની ગતિ.
**નામધેયં**—એવું અમર નામ.
**ઠાણંસંપત્તાણં**—એવું સ્થાનક તમે પામ્યા છો.
**નમો**—મારા નમસ્કાર હોજો.
**જિણાણં**--કર્મરૂપી શત્રુઓને જીતનાર.
**જિયભયાણં**—સાત ભયના જીતનારને.

## બીજું નમોત્થુણં.

બીજું નમોત્થુણં શ્રી અરિહંત દેવને કરવાનું છે. તેમાં એવી રીતે સમજવાનું કે પ્રથમ જે ૪૩ બોલ કહેલા છે તે પ્રમાણે તેઓ બીરાજમાન છે ને પાછળના દશ બોલમાં બતાવ્યા મુજબ તેઓ સિધ્ધ થવાના કામી છે. આ બીજું નમોત્થુણં પહેલા નમોત્થુણંની માફકજ 'સિધ્ધિ ગઇ નામધેયં' શબ્દ સુધી કહેવું ને (૫૨) માં "ઠાણં સંપત્તાણં" શબ્દોને બદલે "ઠાણં સંપાવિઉં કામાણં અથવા "કામસ્સ" શબ્દ બોલવો ને ત્યાર પછીના શબ્દો બોલવા નહી.

## ત્રીજું નમોથ્થુણં.

ત્રીજું નમોથ્થુણં વર્તમાન કાળના ગુરૂધર્માચાર્યને કરવાનું છે. તે એવી રીતે કેઃ—મારા ધર્મગુરૂ ધર્માચાર્ય, ધર્મોપદેશક, સમ્યકત્વરૂપી બોધ બીજના દાતાર, મિથ્યાત્વરૂપી તિમિરના મટાડનાર, બહુ સુત્રી, સુત્ર સિદ્ધાંતના જાણુ, તરણુ તારણુ, તારણી નાવ સમાન સફરી જહાજ સમાન, કલ્પતરૂ સમાન, રત્ન ચિંતામણી સમાન, પાર્શ્વમણિ સમાન, ધર્મના નાયક, ધર્મના મુખી, જીનશાસનના શણગાર એવી અનેક સર્વ શુભોપમાં લાયક બિરાજમાન મુનિરાજ પુજ્ય સાહેબ શ્રી ૧૦૦૮...... આદિ સાધુ સાધ્વીજી ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં તેઓશ્રીને મારી સમય સમયની પૂર્ણ વિધિ સહિત વંદણા હોજો.

## પાઠ ૮ મો. સામાયિક પાળવાની વિધિનો.

( ધારણ કરેલા સામાયિક વ્રતમાં દુષણ લાગેલ હોય તે શુદ્ધ કરવાનો. ).

દ્રવ્યથકી સાવજ્જજોગના પચ્ચખ્ખાણ કર્યા હતાં તે પુરા થયાં તે પાળું છું. ક્ષેત્રથકી આખા લોક

પ્રમાણે, કાળ થકી બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાં સુધી, ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ કર્યાં હતાં તે પુરા થયાં તે પાળું છું.

**એહવા નવમા સામાયિક વ્રતના**—ઉપર વિધિ મુજબ આદરેલા સામાયિક વ્રતને વિષે.

**પંચઅઇયારા**—પાંચ અતિચાર.

**જાણિયવ્વા**—જાણવા (પણ)

**નસમાયરિયવ્વા**—આચરવા નહિ.

**તંજહા**—જેમ છે તેમ.

**તે આલોઉ**—તે કહું છું.

**મણદુપ્પણિહાણે**—મન માઠું પ્રવર્તાવ્યું હોય.

**વયદુપ્પણિહાણે**—વચન માઠું પ્રવર્તાવ્યું હોય.

**કાયદુપ્પણિહાણે**—કાયા માઠી પ્રવર્તાવી હોય.

**સામાઇયસ્સસઇ**—મારૂં સમતારૂપ સામાયિક.

**અકરણયાએ**—બરાબર કીધું કે નહિ તેના ખબર રહ્યા ન હોય.

**સામાઇયસ્સ અણવઠિયસ્સ કરણયાએ**—સામાયિક પુરૂ થયા વિના પાળ્યું હોય.

**તસ્સ**—તે [ સર્વ દુષ્કૃત્ય ].

**મિચ્છામિ દુક્કડં**–[ખોટું કીધેલું નિષ્ફળ થાઓ].
તેનો પશ્ચાતાપ કરૂં છું.

**સામાયિક સમકાએણં**–સામાયિક કાયા વિગેરે
ત્રણ શુભ જોગથી.

**ફાસિયં**—અંગીકાર કર્યું.

**પાલિય**.—તેવું પાળ્યું.

**સોહિયં**—શુદ્ધ કર્યું.

**તિરિયં**—પાર ઉતાર્યું.

**કિત્તિયં**—[વળી] કીર્તિ કીધી

**આરાહિયં**—આરાધના કીધી. [તેમ છતાં]

**આણાએ**—વીતરાગ દેવની આજ્ઞાથી.

**અણુપાલિતા**—ઉલટું પાળ્યું હોય.

**નભવઇ**—તે પ્રમાણે ન વર્તાયું હોય.

**તસ્સ મિચ્છામિ દુક્કડં**—જે દોષ લાગ્યા હોય
તે નિષ્ફળ થાઓ.

સામાયિકમાં દશ મનના, દશ વચનના ને બાર કાયાના એ બત્રીસ દોષ માંહેલો જે કોઇ દોષ લાગ્યો હોય તો તે મિચ્છામિ દુક્કડં.

કરે. ૪ પોતાને છાંદે ચાલે એટલે પોતાનું છીદ્ર છુપાવી બીજાની વાત ઉચ્ચારે. ૫ સૂત્ર સંબંધી ખોટો વિવાદ કરે. ૬ કલેશ કરે ૭ રાજદ્વારાદિક કથા વિકથા કરે. ૮ હાંસી મસ્કરી કરે. ૯ ઉતાવળો બોલે. ૧૦ મોકળાને [વ્રત વિનાને] જવા આવવાની આજ્ઞા આપે. આ દોષો વચનના પરિણામથી નીપજે છે.

## કાયાના ૧૨ દોષ.

૧ વસ્ત્ર તથા ભૂજાએ કરી પલાંઠી બાંધે. ૨ આસન આઘું પાછું ફેરવે. ૩ ચપળપણે સર્વે દિશાએ જુએ. ૪ ગૃહ—ઘર સંબંધી સાવદ્ય એટલે પાપકારી કર્મ કરે. ૫ ભીંત સ્થંભાદિક ઓઠીંગણે બેસે. ૬ અંગ ઉપાંગ અતિ સંકોચે ૭ આળસ મરડે તથા ધર્મ કાર્યમાં આળસ કરે ૮ ટાચકા વગાડે. ૯ શરીરનો મેલ ઉખાડે. ૧૦ પુંજ્યા વિના શરીરે ખજેળે. ૧૧ અંગ ચંપાવે [અને] ૧૨ નિંદ્રા કરે. આ બાર દોષ કાયાના પરિણામથી નીપજે છે. મન, વચન અને કાયાના થઇ કુલ બત્રીસ દોષ ટાળીને સામાયિક વ્રત કરવું.

## કાયોત્સર્ગ કરતાં ટાળવાના દોષ.

૧ ઘોડાની પેઠે એક પગ ઉંચો અને એક પગ વાંકો રાખવો તે.

૨ વાયરાથી વેલડી હાલે તેમ શરીર હલાવવું તે.

૩ થાંભલા-ભીંત વિગેરેને ઓઠીંગણ દેવું તે.

૪. કાગડાની પેઠે ચારેગમ આંખના ડોળા ફેરવવા તે.

૫. વાંદરાની પેઠે આમતેમ જોઇ હોઠ ફફડાવવા તે.

૬. નવી પરણેલી સ્ત્રીની પેઠે માથું નીચું રાખવું તે.

૭ ઠંડી આદિકના ભયથી સર્વ અંગ વસ્ત્રવડે ઢાંકી રાખવું તે.

૮ આળાવા ગણતાં મુંગાની પેઠે હું હું કરવું તે.

૯ બડબડાટ કરી આળાવા ગણવા તે વિગેરે

## વંદન કરતાં ટાળવાના દોષ.

૧ આદર સન્માન વિના વંદન કરવું તે.

૨ મદ અહંકારમાં ભ્રષ્ટપણે અક્કડ થઇ વંદન કરવું તે

૩ ઘણા સાધુજીને એકી વખતે સાથેજ વાંદવું તે.

૪ નાનાને ન વાંદતા ફક્ત મોટા સાધુજીને વાંદવું તે.

૫ જ્ઞાનાદિક આમનાઓ લેવાની વાંચ્છનાએ વાંદવું તે

## ૩૨
## ઉપદેશી દોહરા.

આ સંસાર અસાર છે, હર્ષ શોક ને હાણ;
સર્વ સ્વપ્ના તુલ્ય છે, અરે જીવ તું જાણ.
ઝાઝાં દીસે ઝાંઝવા, જળ જેવાં દેખાય;
મૃગ દેખી દોડી મરે પણ નહિ નીર પમાય.
જર જોબન સૌ જુઠ છે, જુઠ તાપ પરીતાપ;
સુખ દુઃખ સર્વે જુઠ છે, સત્ય પુન્ય ને પાપ.
મડદાં બળે મસાણમાં, દિન પ્રત્યે દેખાય;
તોપણ તે જોનારને, સાર નહિ સમજાય.
પગલાં હેઠે મોત છે, ચેતી ચેતી ચાલ;
કાલ કર્યાનું આજ કર, કોણે દીઠી કાલ ?
ધન જોબન પરીવાર સૌ, દેખી ન ધરો ઉમંગ;
ક્ષણે જશે વીખરાઇને, જેમ વાદળી રંગ.
જરા ન આવે જયાં લગી, કરો સુધર્મ ઉપાય;
ઘર સળગી ઉઠયા પછી, ચેત્યાથી શું થાય.
ગયાં વર્ષ વીતી ગયાં, વળી વીતશે એમ.
માટે પ્રભુ સંભારતા, કરીએ આળસ કેમ ?

---

૩૩

# આત્મ વિચારણા.

---

૧. આ મારૂં શરીર, વૈભવ, લક્ષ્મી તેમજ મારો કુટુંબ પરિવાર એ સર્વ **વિનાશી** છે. હું પોતે અવિનાશી છું. વિનાશીના મોહમાં શા માટે હું મુંઝાઇ રહું છું ?

૨. મરણ સમયે મારો વૈભવ, લક્ષ્મી કે કુટુંબ-પરિવાર મને બચાવશે નહિ તેમજ સથવારો પણ કરશે નહિ. અશરણ એવા મને માત્ર **ધર્મનુંજ** શરણું છે.

૩. મેં (મારા આત્માએ) સંસાર–સમુદ્રમાં ભમતાં ઘણા **ભવ** કર્યા છે. હવે હું તે બેડીથી ક્યારે મુક્ત થઇશ ?

૪. આ મારો આત્મા **એકલો** છે; તે એકલો આવ્યો છે, એકલો જશે અને કરેલાં સારા ખોટા ફળ એકલોજ ભોગવશે.

૫. હું **કોઇનો** નથી, કોઈ **મારૂં** નથી.

૬. શરીર **અપવિત્ર** છે, મળમુત્રની ખાણ છે, રોગ-જરાનું નિવાસ ધામ છે (હું તેથી ન્યારો છું).

૭. મિથ્યાત્વ, અવ્રત, અશુભ યોગ અને કષાય એ પાંચ પાપને દાખલ થવાનાં **ગરનાળાં** અથવા **આશ્રવ** છે.

૮. સમકિત, વ્રતપચ્ચખાણ, અપ્રમાદ, શુભ યોગ, અને અકષાય એ પાંચ, આવતાં કર્મને રોક-નારાં બારણાં અગર **સંવર** છે.

૯. **અનશન**, ઉનોદરી, વૃત્તિસંક્ષેપ, રસપરિત્યાગ કાયકલેષ, ઇન્દ્રિય પડિસંલીનતા, પ્રાયશ્ચિત, વિનય, વયાવચ્ચ, શાસ્ત્રપઠન, ધ્યાન અને કાઉસ્સગ્ગ એ બાર, પુર્વે દાખલ થઇ ગયેલ પાપોને બાળ-નારા અગ્નિ સમાન **નિર્જરા** છે.

૧૦. હું હાલ **અમુક** ઘરમાં છું એટલે કુવામાંના દેડકા માફક અહંપદમાં રહ્યો છું; પરંતુ **ચૌદ રાજલોક** આગળ હું અને મારૂં હાલનું રહે-ઠાણ કોણ માત્ર છે!

૧૧. ભવભ્રમણ કરતાં કરતાં સમ્યક **જ્ઞાન**ની પ્રસાદી મળવી એ ઘણી **દુર્લભ** છે.

૧૨. ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરૂ અને **શ્રવણ** મળવું અતિ દુર્લભ છે.

---

## વચનામ્રત

૧ આ અનિત્ય દેહથી જેટલી તપશ્ચર્યા, જ્ઞાન, ધ્યાન અને પરોપકારાદિ બની શકે તે કરી લેવું એમાંજ આ માનવ દેહનું સાર્થકપણું છે.

૨ જ્યાં સુધી રાગ દ્વેષ રૂપી બીજ દગ્ધ થયાં નથી, ત્યાં સુધી સંસાર પરિભ્રમણના અંકુરો કદી શાંત થવાના નથી.

૩ મધ્યાન્હનો સૂર્ય જેમ જોત જોતામાં નમી જાય છે તેમ જુવાનીનો સમય પણ અનેક અભિલાષાઓમાં વહી જાય છે, માટે જુવાનીની પુરતી કીમત આંકી અને તેટલો તેનો સદુપયોગ કરી લાભ લેવો આવશ્યક છે.

## ૩૬

# હે પ્રભુ !

[રાગ–ઓધવજીના સંદેશાનો.]

પાર્શ્વ જિણંદા ચરણ નમીને તાહરા,
પ્રકટ કરૂં છું મ્હારાં સઘળાં પાપ જો;
દેવ દયાળુ દયા કરી મુજ સાંભળો,
તુજ વિણ ક્યાં જઇ પોકારૂં સંતાપ જો. પાર્શ્વ૦ ૧

પૂરવ પુણ્યે માનવ તન હું પામીયો,
પણ ના જાણ્યું તેનું મૂલ્ય અમૂલ્ય જો;
પ્રજાપતિને કર જેમ હીરો લાધીયો,
બાંધી ગર્ધવ કંઠે કરીયો ધુળ જો. પાર્શ્વ૦ ૨

જગ છેતરવા ઢોંગ કરૂં વૈરાગ્યનો,
રંજન કરવા લોક કરૂં વ્યાખ્યાન જો,
જ્ઞાનરહીતના ભણતરનો ઉપયોગ શું ?
વાદવિવાદે ખોયું સહુ સન્માન જો. પાર્શ્વ૦ ૩

વાણી તો પરનિંદા દોષ થકી ભરી,
વિષયોનું દ્રષ્ટિમાં ભરીયું ઝેર જો;

દુષ્ટ વિચારે મનડું અહોનિશ રાચતું,
પામું ક્યાંથી પ્રભુ ! તમારી મહેર જો. પાર્શ્વ૦ ૪

ઉગીને આથમતાં સુધી પાપમાં,
જીવન વિતાવ્યું જાણ્યો ના કંઇ ધર્મ જો:
સદ્‌ગુણનાં તો સ્વપ્ને પણ દર્શન નહિ,
અવિચારી મેં કીધાં કાળાં કર્મ જો. પાર્શ્વ૦ ૫

દુઃખથી ત્રાસી આવ્યો શરણે નાથજી !
રાખ ! રાખ ઓ દિન દયાળુ દેવ જો:
સ્વર્ગ અને અપવર્ગ તણાં સુખ ના ચહું,
લઘુ ચહે છે તુજ પદ કેરી સેવ જો. પાર્શ્વ૦ ૬

---

૪ વ્યાપારમાં, નોકરીમાં કે કોઇપણ ધંધામાં સત્ય અને પ્રમાણિકપણે વર્તનારા ભાગ્યેજ નાસીપાસ થાય છે.

૫ મનુષ્ય જન્મમાં જો કર્ત્તવ્ય સિદ્ધિ કરી લેવામાં આવતી નથી તો પછી હાથમાં આવેલો હીરો ગુમાવવા જેવું થાય છે.

# મ્હોટું મન.

( રાગ—ઓધવજીના સંદેશાનો )

વૈર તજીને વ્હાલા ! આનંદે રહો,
આનંદ નહિં ત્યાં માનવજીવન ધુળ જો;
અલ્પ જીવનમાં દુઃખથી શાને દાઝતું ?
જીવન વિત્યે દેહ તણું શું મૂલ્ય જો. વૈર૦ ૧
ઋણાનુબંધેથી મળીયા આપણે,
તેમાં શાને કરવો કંઇ વિખવાદ જો;
સંબંધો છુટયેથી સહુ છુટા થશું.
તેમાં કદિએ બનતો ના અપવાદ જો. વૈર૦ ૨
ચંદન સમ શીતલતા સહુને આપજો,
પામી શકશો સહુ જનનાં સન્માન જો;
તન ધનના વૈભવમાં ના છાકી જશો,
દીન બંધુના કરજો ના અપમાન જો. વૈર૦ ૩
શસ્ત્ર તણા પણ કાતિલ ઘા રૂઝાઇ જતાં,
વચન તણાં વ્રણ કદિએ ના રૂઝાય જો;
શસ્ત્રોથી લડનારાં દિલડાં મળી જતાં,
વચને વિંધ્યા દિલડાં ના સંધાય જો વૈર૦ ૪

સાથે રે નહિ આવે તન ધન ધામ આ,
ખાલી હાથે જાવું થઇ નિરાશ જો,
વિનાશી એ વસ્તુ માટે વૈર શાં ?
પ્રીતિના લ્હાણાંથી પૂરો આશ જો. વૈર૦ ૫

મુસાફીરખાનું રે આ જગ જાણજો,
આવી ઠરીયા આપણ સહુએ ત્યાંય જો;
જીવન કેરી રાત્રિ આ પૂરી થતાં,
જાવું એમાં ઢીલ જરી નવ થાય જો. વૈર૦ ૬

સ્વીકારો ના માન અને અપમાનને,
સુખ દુઃખ એ તો માયા કેરી જાળજો;
તેનાથી પર જઇને પરબ્રહ્મ રમો,
છૂટે બંધન તૂટે સહુ જંજાળ જો. વૈર૦ ૭

મન મોટું રાખીને ગમ ખાજો સદા,
સુખી થવાનો સાચો એ છે માર્ગ જો;
લઘુ જીવનમાં ઘડી બે ઘડી સાથે રહી,
સુધારજો કાંઇ જીવન કેરૂં તંત્ર જો. વૈર૦ ૮

---

## ૪૦
## પ્રભુને ભજવા વિષે.
[ વિમળા નવ કરશો ઉચાટ એ રાગ. ]

પ્યારા પ્રાણ સદા સુખદુઃખમાં ભજ ભગવાનને રે,
જીવડાં જવું ઓચીંતુ, વશકર મન મસ્તાનને રે. એટેક.
રૂડું તનમંદીર શણગાર્યું, આખર માટીમાં મળનારૂ,
હંસા ઉડી જવાનું, સાચું માનને રે પ્યારા૦
જુઠી કાયા, જુઠી માયા, જુઠી જનની જુઠી જાયા,
જુઠો સબ સંસાર, સાચ ધર ધ્યાનને રે પ્યારા૦
વાહળગોટો, જળપરપોટો, આ તન રંગપતંગજ ખોટો
કાળ ભમે શિર રંક રાય, વિદ્વાનને રે પ્યારા૦
સંત સમાગમ કરીએ ભાવે, સંતસંગે સજ્જનતા આવે,
વિનય નમ્રતા ગુણ પ્રગટે ગુણવાનને રે પ્યારા૦
પરધન પથ્થર તુલ્યપ્રમાણે, પરરમણી માતા સમમાને,
તજીએ પરનિંદા ઇર્ષા અભિમાનને રે પ્યારા૦
પરમારથ સમ પુણ્યન જાણો, પરપીડાસમ પાપનમાનો
ધરીએ સત્ય ક્ષમા, સંતોષ નિશાનને રે પ્યારા૦
સજ્જનમન સદ્બોધે રીઝે, દુર્જનમનપાષાણ નભીંજે,
સાંકળચંદ ન બોધ થાય, હેવાનને રે પ્યારા૦

## ૪૧
# સર્વ તજીને.

---

**[ રાગ—ઓધવજીના સંદેશાનો ]**

મારું મારું મનવા અંતર આણમાં,
વિચારશે તો તારૂ નહિ તલભાર જો;
ધન-દોલત તન ધામ કશાં ના કામનાં,
વળી ભરેલા માયાના ભંડાર જો.
સર્વ તજીને જાવું વસવું શમશાનમાં...... ૧

માને કે મારાં તે ભેળાં આવશે,
કંચન વરણી કાયા આ નવરંગ જો;
રોઇને રહી જાશે બંધવ બેનડી,
માત પિતા સુત દારા નાવે સંગ જો...સર્વ૦ ૨

છત્રીની છાયાની નીચે મહાલતા,
ખમા ખમા વળી કે'તા'તા છડીદાર જો;
જમડાંના તેડાં તે વાળી ના શક્યા,
કામ ન આવી ઢુકડીઓ તલવાર જો...સર્વ૦ ૩

મુંઝાણા શાણા ને ગાણા રાજીયા,
માયામાં ના આવ્યું અંતર જ્ઞાન જો;
સેવાણા ના ભાવે સાચા સંતને,
દેવાણાં ના દીન જનોને દાન જો...સર્વ૦ ૪

કાળાં ધોળાં કામ કરી કચવાવિયા,
દીન જનોને રેંસી લીધાં દામ જો;
માલ હવેલી હય હાથી ને માળિયાં,
હાથ ન આવ્યું અંત સમે કંઇ કામ જો...સર્વ૦ ૫

આશીષો લેજો રે દીન અપંગની,
માનવીના મૂળદાસ બજાવી ધર્મ જો;
સેવીને સદ્‌ગુરૂ શાણા સંસારમાં,
કરજો બાપુ કંઇક વિચારી કર્મ જો...સર્વ૦ ૬

---

૬ પોતાને જૈન તરીકે માનનાર ગૃહસ્થે હંમેશા પ્રભાતે એક સામાયિક તો કરવું જ જોઇએ.

૭ કાંઇ પણ વ્રત પચ્ચખાણ ત્યાગ વિનાનો જે દિવસ જાય તે દિવસ વ્યર્થ ગયો સમજવો.

૮ જ્ઞાન અને ક્રિયા સાથે હોય તોજ કર્મથી મુક્તિ છે.

# પરમાત્મ ભાવની ધુન.

ૐ ગુરૂ ૐ ગુરૂ ૐ ગુરૂ દેવ;
જય ગુરૂ જય ગુરૂ જય ગુરૂ દેવ.
ભયહર ભયહર ભજ ભગવાન,
સુરનર મુનિવર ધરત હૈ ધ્યાન.
ભજ મહાવીર, ભજ મહાવીર;
ભવહર ભજ મન ભજ મહાવીર
ત્રિભુવન તારક અધમ ઉદ્ધારક, દીનબંધુ તું દેવા.
ત્રિહું જગ વંદન ત્રિશલા નંદન, પાપનિકંદન પ્યારા.
સહજાનંદી શુદ્ધ સ્વરૂપી;
અવિનાશી હું આત્મ સ્વરૂપ.
પરમદેવ પરબ્રહ્મ પ્રકાશક, પરમજ્ઞાન પરમેશા.
અધમ ઉદ્ધારણ શ્રી અરિહંત;
પતિત પાવન ભજ ભગવંત.
ઋષભ જય પ્રભુ પારસ જય જય; [૨]
મહાવીર જય ગુરૂ ગૌતમ જય જય. [૨]
પ્રિયતમ પ્રિયતમ પ્રિયતમ પ્યારા; [૨]
અર્હન્ અંતરજામી અમારા. [૨]

## ૪૪
# ધર્મની પીછાન.

૧ કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેવું તે ધર્મ.
૨ સત્ય બોલવું તે ધર્મ.
૩ કોઇની વસ્તુ રજા સિવાય લેવી નહિ તે ધર્મ.
૪ બ્રહ્મચર્ય પાળવું તે ધર્મ.
૫ પરિગ્રહનો ત્યાગ કરવો તે ધર્મ.
૬ શિષ્ટ પુરૂષોનો વિનય કરવો તે ધર્મ.
૭ સભ્યતા રાખવી તે ધર્મ.
૮ ક્રોધ ન કરતાં ક્ષમા રાખવી તે ધર્મ.
૯ લોભ ન કરતાં સંતોષ રાખવો તે ધર્મ.
૧૦ સરલતા રાખવી તે ધર્મ.
૧૧ કોમળતા રાખવી તે ધર્મ.
૧૨ ઇંદ્રિયોને કાબુમાં રાખવી તે ધર્મ.
૧૩ સુપાત્રને દાન દેવું તે ધર્મ.
૧૪ યથાશકિત તપ કરવું તે ધર્મ.
૧૫ ચંચલતા દુર કરી મનને સ્થિર કરવું તે ધર્મ.
૧૬ શાસ્ત્રની આજ્ઞાઓ પાળવી તે ધર્મ.

૧૭ સત્યપુરૂષોનો સમાગમ કરવો તે ધર્મ.

૧૮ ગુરૂની ભક્તિ બહુ માનપૂર્વક કરવી તે ધર્મ.

૧૯ ગરીબો ઉપર અનુકંપા રાખવી તે ધર્મ.

૨૦ સર્વનું હિત ચિંતવવું અને બીજાને સુખે સુખી થવું તે ધર્મ.

૨૧ પોતે દુઃખ વેઠીને બીજાને સુખ ઉપજાવવું તે ધર્મ.

૨૨ શાસ્ત્રનું અધ્યયન કરવું અને તેના ઉપર શ્રદ્ધા રાખવી તે ધર્મ.

૨૩ વડીલોની શુદ્ધ આજ્ઞા પાળવી તે ધર્મ.

૨૪ બીજાનું શુભ કામ પોતાનું જાણીને કરવું, અને અહંભાવ કે સ્વાર્થ વૃત્તિ ન રાખવી તે ધર્મ.

૨૫ પોતાની પેદાશમાંથી અમુક હિસ્સો ધર્માદાનો કહાડી તે ધર્મના કાર્યોમાં વાપરી નાખવો તે ધર્મ.

૨૬ દેશ, સમાજ અને ધર્મની સેવા બજાવવી તે ધર્મ.

૨૭ મન, વચન, અને કાયાની શુદ્ધ પરિણતિ રાખવી તે ધર્મ.

---

# ધર્મરૂપી નાવ

આ સંસાર એક સાગર છે. એટલે દરેક પ્રાણીને જ્યાં સુધી મુક્તિ ન મળે, ત્યાં સુધી આ સંસાર રૂપી સમુદ્રને વિષે એક યોનિમાંથી બીજી યોનિમાં એમ ભટક્યા કરવાનું છે. જો માણસ આ ભવસમુદ્ર તરીને પેલે પાર જાય, એટલે કે એને ફરીથી જન્મ પામવાનું મટી જાય તો, એ માણસ આ સંસારના અનેક પ્રકારનાં દુઃખથી વિમુક્ત થઇને મુક્તિનું નિરંતર સુખ પામે. પરંતુ સમુદ્ર તરવાને નાવ જોઇએ, તો ધર્મ એ એક નાવ છે. એ નાવ મનુષ્યને સંસાર સમુદ્રથી તારે છે. માટે મનુષ્ય જો ધર્મ નૌકાનું અવલંબન કરે તો સહેલાઇથી જન્મ મરણથી મુક્ત થઇ જાય.

આ દુનિયામાં જેને આપણે સ્નેહી માનીએ છીએ, તે સ્નેહીઓ તો અંતે આપણો ત્યાગ કરનારા છે, કારણ કે દેહ ત્યાગ કરતી વખતે આપણને તેઓ ઉપયોગી નથી, અને આત્મા

એકલો ચાલ્યો જાય છે પરંતુ ધર્મ એજ ખરો સ્નેહી જાણવો કે જે તેની સાથે જાય છે.

ઉપર કહ્યા પ્રમાણે ધર્મ એજ મુકિત આપનાર છે. માટે મુકિત રૂપી વસ્તુનું પાણિ ગ્રહણ કરવાની ઇચ્છા રાખનાર માણસે ધર્મસાધન અવસ્ય કરવું.

---

## દશ અધર્મની ક્ષમા.

### ત્રણ પ્રકારનાં માનસિક [મનમાં] પાપ.

(૧) પારકા દ્રવ્યની અયોગ્ય ઇચ્છા કરવી.
(૨) કોઇપણ પ્રાણીનું અનિષ્ટ [બુરૂં] ચિંતવવું.
(૩) અસત્ય વાતને સત્ય તરીકે સ્વીકારી લેવી.

### ચાર પ્રકારનાં વાચિક (વાણીનાં) પાપ

(૧) કોઇને પણ દુઃખ થાય તેવું કડવું વચન બોલવું તે.
(૨) હૃદયથી જે માનતા હોઇએ તે વિરૂદ્ધ જે અસત્ય બોલવું તે.

(૩) પારકી ચાડી કે નિંદા કરવી.

(૪) સંબંધ વગરનાં ગપ્પાં મારવામાં સમયને નકામો ગુમાવવો.

## ત્રણ પ્રકારનાં શારીરિક પાપ.

(૧) બીજાએ નહિ આપેલી વસ્તુ લોભથી કે અન્યાયથી ગ્રહણ કરવી

(૨) કોઇ જીવની હિંસા કરવી.

(૩) પરસ્ત્રી સાથે અયોગ્ય વર્તન આચરવું.

આ પ્રકારના દશ અધર્મમાંથી કોઇ પણ અધર્મ મન વચન. કે શરીરથી આ જીવે આચર્યું હોય, તો તેની આત્માની શાક્ષીએ મન, વચન, અને શરીરથી ક્ષમા માગું છું.



## આત્મબોધ વિષે

(જેવી કરે છે કરણી—એ રાગ)

દુનિયાં તણા મુસાફીર,
આખીર જરૂર જવાનો;
મિલ્કત ને દેહ મુકી,
પલમાં થશે રવાનો. દુનિયાં० ૧

સાથે ન કોઈ જાવે,
બે મિત્ર સંગ આવે;
જ્યાં ધર્મની અદાલત,
ઇન્સાફ ત્યાં થવાનો દુનિયાં० ૨

વકીલાત ત્યાં ન ચાલે,
કોઈ લાંચ પણ ન ઝાલે;
જજમેન્ટ ત્યાંનો મળતા,
મુકરર જગે જવાનો દુનિયાં० ૩

હે સુજ્ઞ ખ્યાલ કરજે,
હિત વાક્ય ના વિસરજે;
નિજ ધર્મ માર્ગે વળજે,
તો મોક્ષે થોભવાનો. દુનિયાં० ૪

# દશ પ્રકારના ધર્મ.

૧ શમ, એટલે મનને કાબુમાં રાખવું, અને ૦ ભુંડા વિચારોમાં અને વિષયોમાં તેને રખડવા ન

૨ દમ, એટલે ઇંદ્રિય દમનનો ગુણ સેવવો એ દરેક પ્રસંગે ઇંદ્રિયો પર સંપૂર્ણ કાબુ રાખવો

૩ દરેક પ્રસંગે સત્ય બોલવું.

૪ લોકોએ આપણા તરફ કરેલા અપરાધ વ ખરા હૃદયથી ક્ષમા આપવી.

૫ દાનમાં યથાશક્તિ દરરોજ કંઇક આપવું જ

૬ દયાનું કાંઇપણ સારૂં કામ કોઇના પર કરવું

૭ પ્રભુ પ્રાર્થના, ગુરૂભક્તિ અને વડિલો વિનય કરવો.

૮ મન, વચન, અને કાયાથી શુદ્ધતા પાળવી.

૯ જ્ઞાન મેળવવામાં પ્રતિદિન થોડો પણ સમ પસાર કરવો.

૧૦ જગતના તમામ જીવોનું કલ્યાણ થાઓ એ શુભ ભાવના દરરોજ હૃદયમાંથી ખસવા દેવી નહિ.